જ તુઓ પણ નાશ પામે અને એ તાવ નિમૂળ થાય એવી કલ્પનાને આધારે લા ા વ મત સુધી ક્વીનીન આપવાની પ્રથા ચાલી હતી

હાલમા સાસર્ગિક રોગો વિષે એવી માન્યતા દૃઢ થતી જાય છે કે જેમ ક્લાગ જન્તુઘ્ન ઔષધથી જ તુમુક્ત ૫ ચેો જ તુ ગતિ રી શકાય છે તેમ મેલેરીઆ જેવા રોગોમા કરી શકાતુ નથી પણ ઔષધો વડે જ તુઓ નિર્બળ થાય છે અને તે નિર્બળ જ તુઓ માનુષ શરીરની સ્વાભાવિક રોગહર શક્તિવડે નષ્ટ થાય છે ક્વીનીન વિષે નિષ્ણાતોનો એવો મત છે કે એની જ તુઓ ઉપર સાક્ષાત્ અસર નથી પણ શરીરની ધાતુઓ (cells) ઉપર અસર કરીને અમુક સાવો ઉત્પન્ન કરે છે જેથી રોગીની સ્વાભાવિક રોગ પ્રતિકાર શક્તિ વધે છે અને તેથી મેલેરીઆના જ તુઓને મારવાનુ શરીરમા સામર્થ્ય આવે છે

હવે મેલેરીઆના સર્વ જન્તુઓને મારવા માટે થોડા દિવસ સુધી થો ા પ્રમાણમા ક્વીનીન પુરતુ છે ક્વીનીન અઠવાડીઆઓ સુધી કે મહીનાઓ સુધી ચાલુ આપ્યા કરવાથી મેલેરીઆ ઉથલો ન જ માર એવુ બનતુ નથી વીસથી ચાલીશ ગ્રેનની ક્વીનીનની માત્રા મેલેરીઆના ઉથલાને અટકાવવામા વધારે સફળ થાય એમ બનતુ નથી રોજ ૧૫ થી ૨ ગ્રેન ક્વીનીન થોડા દિવસ સુધી આપવાથી એટલો જ કે ાસ્ વધારે ફાયદો થાય છે ક્વીનીન બધ કર્યા પછી તાવ ઉથલો મારે તો ફરી એજ ચિકિત્સા કરવી ક્વીનીનની મોટી માત્રાથી કે લાબો વખત ચાલુ આપવાથી વિશેષ ફાયદો નથી એ સિદ્ધ થયુ છે વળી મોટી માત્રાથી અને ચાલુ લાબો વખત આપવાથી જે નુકસાન થવાની બીક છે તે ઉપરની રીતમા નથી ઉપર કહેલી મધ્યમ માત્રામા ક્વીનીન બલ્ય–ટૉનિક તરીકે કામ કરે છે

લીગઓફનેશન્સના મેલેરીઆ કમીશને ૧૯ ૩ મા ભલામણ કરી છે કે મેલેરીઆ ઉપર હમેશા ૧૫ થી ૧૮ ગ્રેન ક્વીનીન ૫–૭ દિવસ સુધી આપવુ, તાવ ઉતર્યા પછી કાઇ ઉપચાર કરવાની જરૂર નથી અને ઉથલો માર તો એજ રીતે ફરી ક્વીનીન આપવુ ૧૯ ૭ મા છપાયેલા મેલેરીઆ ઉપરના લીગ ઓફ નેશન્સના ચોથા રિપોર્ટમા પણ ઉપર કહેલ ઉપચાર પદ્ધતિની મજબુત ભલામણ કરી છે

**સગર્ભાવસ્થા અને ક્વીનીન**—સગર્ભાવસ્થામા ક્વીનીન અપાય નહિ એવી માન્યતા ઘણે ઠેકાણે જોવામા આવે છે પણ આ વિષયના જાણકારોનો મત એવો છે કે સગર્ભાવસ્થામા લાબો વખત અથવા સખત રૂપમા મેલેરીઆ તાવ આવે તો એથી કસુવાવડ થવાનો સભવ છે અને ક્વીનીનની યોગ્ય માત્રા વડે મેલેરીઆ તાવ કાબુમા આવે તો કસુવાવડનુ ભય ઓછુ થાય છે મેંગો ચોના, મેન્સન બા વગેરે વિદ્વાનોનો ચોક્કસ મત મળે છે કે ક્વીનીનથી નહિ પણ મેલેરીઆથી સગર્ભાઓને જોખમ છે વળી ક્વીનીનમા વેગ લાવવાનો ગુણ નથી પણ વણ શરૂ થયા પછી તેને વધારવાનો ગુણ છે —

**મેલેરિઆનો ઉથલો**—મેલેરીઆના બધા દરદીઓને ઉથલો મારવાની ટેવ ન ઉથલાને ચોક્કસ રીતે અટકાવે એવી તો કોઈ દવા જ નથી મેલેરીઆ જવાનો ખરો આધાર શરીરની અંદરની પ્રતિરોધક શક્તિ ઉપર છે એ કહ્યુ જ છે વળી અમુક પ્રદેશમા મેલેરીઆ સાર્વત્રિક હોય ત્યારે એમ વાર તાવ ઉતર્યા પછી અમુક અઠવાડીઆ કે મહીનાઓ બાદ મેલેરીઆ ફરીથી આવવા લાગે ત્યારે એ તે જૂનાના અવશેષો ઉથલો છે કે નવો ચેપ છે એ નક્કી કરવુ

મુશ્કેલ છે છતા ઉપર કવીનીન ઉપચારની જે રીત કહી છે તેથી ઉથલાની બીક ઘણી ઘટી જાય છે બ્ગેરીઆમા મેલેરીઆનો અભ્યાસ કરીને ડા કોલી સ કહે છે કે મેલેરીઆના ૧૬૭ દરદીઓને ૩ થી ૪ દિવસસુધી રોજના ૧૫ ગ્રેન પ્રમાણે કવીનીન આપ્યા પછી ૮૪ દરદીઓ (પર ટકા) તો તદ્દન સારા થઈ ગયા ત્યારે ૭૮ દરદીઓમા તાવે ઉથલો માર્યો આ ઉથલાના દરદીઓને ૩–૪ દિવસ સુધી ફરી કવીનીનનો ઉપયોગ કરવાથી ફક્ત ૨૯ (૧૮ ટકા) દરદીઓ એવા રહ્યા જેમા તાવે પાછો ઉથલો માર્યો અને તેઓને ફરી એજ રીતે કવીનીન આપ્યા પછી સાત દરદીઓ (૪ ટકા) ઉથલા વાળા રહ્યા

બીજા નિષ્ણાતોનો પણ આજ અનુભવ છે કે મોટી માત્રા અને લાંબા વખત સુધી ચાલુ કવીનીન આપ્યા કરવા કરતા ઉપર કહેલી ઢબની ૧૫ થી ૧૮ ગ્રેનની માત્રામા ૫–૭ દિવસ સુધી જ કવીનીન આપવુ અને તાવ ઉથલો મારે તો ફરી એજ પ્રમાણે કવીનીન આપવુ એજ મેલેરીઆના ઉથલાનો સારો ઉપાય છે

મેલેરીઆના જુદા જુદા પ્રકારોમા એકાંતરા તાવનો જે પ્રકાર છે તે ઉથલાની બાબતમા ખરાબ છે જોકે તાવ ચડે ત્યારે એકાંતરો બીજા સતત આદિ જેવો સખત નથી હોતો પણ ઉથલાનો ડર એ પ્રકારમા વધારે હોય છે ૫ થી ૭ દિવસના કવીનીનના ઉપચાર પછી ૪૫ ટકા દરદીઓમા એકાંતરીઓ તાવ ઉથલો મારે છે કવીનીન સાથે પ્લેઝ્મોકવીન (Plasmoquine) ચોથો દિવસ ચાલુ આપવાથી ઉથલાની બીક ઓછી થાય છે પણ પ્લેઝ્મોકવીનના વિષની અસરનુ ભય છે અને લીગ ઓફ નેશન્સના મેલેરીઆ કમીશનના ત્રીજા રિપોર્ટમા આ ભય તરફ ખાસ ધ્યાન ખેંચ્યુ છે ટુંકામા એમ કહી શકાય કે કવીનીનનુ સ્થાન લઈ શકે એવુ તો પ્લેઝ્મોકવીન નથી જ તેમજ ચિકિત્સકની નજર બ્હાર લઈ શકાય એવુ નિર્ભેળ પણ નથી છતા જેને કવીનીન માફક ન હોય તેને માટે ખાસ કરીને એકાંતરીઆ તાવમા કવીનીન સાથે પ્લેઝ્મોકવીન ચિકિત્સકની દેખરેખ નીચે આપી શકાય છે

**મેલેરીઆના ઉથલા ઉપર એટેબ્રીન**—મેલેરીઆ તાવ ઉપર એટેબ્રીનનો ઉપયોગ શરૂ થયો એ એટેબ્રીન ઉપચારમા ઉથલાનુ પ્રમાણ ઓછુ આવે છે એવા લખાણો રજુ થવાથી પણ પાછળથી સારા દાક્તરોએ બ્હોળો અનુભવ લઈને એટેબ્રીનનો એ ગુણ કવીનીનની સરખામણીમા જરાય વિશેષ—એટેબ્રીનને કવીનીન કરતા ઉથલો અટકાવવાની બાબતમા ચડીઆતુ ઠરાવે એવો નથી એવો સ્પષ્ટ મત આપ્યો છે કોલોમ્બોની ઇસ્પીતાલમા ૬૪૭ દરદીઓની તુલનાત્મક પરીક્ષા કર્યા પછી ફર્નાન્ડો અને સંડરસગર તો કહે છે કે કવીનીન ઉપચાર કરતા એટેબ્રીન ઉપચારમા બમણાથી વધારે ઉથલાના કેસો થયા છે

**કવીનીન અને બ્લેક વાટર જવર**—કવીનીનના ઉપચાર પછી કેટલીકવાર બ્લૅક વૉટર જવર લાગુ પડે છે એવો આક્ષેપ છે પણ ડા—ચોપ્રા જેવા નિષ્ણાતનો સ્પષ્ટ અભિપ્રાય છે કે બ્લૅક વૉટર જવરનુ કારણ કવીનીન નથી વળી પ્લેઝ્મોકવીન અને એટેબ્રીનના ઉપચારથી બ્લૅક વૉટર જવરનો ભય નથી એવુ પણ સિદ્ધ થયુ નથી એટલે બ્લૅક વૉટર જવર સાથે મેલેરીઆની અસર છે એવુ માલુમ પડે તો કવીનીન આપવામા કાંઈ વાંધો નથી એવો એક મત છે બીજો મત એવો છે કે બ્લૅક વૉટર જવરના દરદીઓ તથા જેઓ કવીનીનથી કંટાળેલા હોય તેઓ તથા જેઓમા કવીનીન હીમોગ્લોબીનુરીઆને ઉત્પન્ન

કરે તેઓ માટે એટેબ્રીન ઠીક છે વળી એટેબ્રીન પ્લેસ્મોકીન જેટલુ જોખમી નથી એમ ડા ચોના કહે છે (જુઓ ડા ચોનાનુ A hand book of Tropical Therapeutics p 608) એ સાચુ છતા સગર્ભા સ્ત્રીઓને તથ ન્હાના બચ્ચાઓને એટેબ્રીનના ઇન્જેક્શન આપતા સભાળવાનુ છે કોઈવાર એટેબ્રીનના ૪/ ઐ ગ્રેન નબળા બચ્ચાને પ્રાણઘાતક નીવડયાના દાખલા નોધાયા છે (Lancet II 1935 1056)

છેવટ લીગ ઓફ નેશન્સના મેલેરીઆ કમિટીએ સૂચવેલી મેલેરીઆ ચિકિત્સાનો સાર નીચે Cતાર્યો છે

ક્વીનીન હાઈડ્રોક્લોરાઇડ રોજ ૧૫ થી ૧૮ ગ્રેન અથવા કવીનીન સલ્ફેટ વીશ ગ્રેનની માત્રામા ૫ થી ૭ દિવસ આપવુ ઉથલો મારતો એજ પ્રમાણે ફરી ક્વીનીન આપવુ મેલીઆની મોસમમા રોજે ૭ ગ્રેન ક્વીનીન રોગને અટકાવનાર તરીકે લેવુ

ઉપચાર દરમીયાન આરામ લેવો રોજની માત્રા દિવસમા ત્રણ વખત આપવી ૧૮ ગ્રેન મોટા માણસની માત્રા છે બાળકોને તેના પ્રમાણમા આપવુ બનતા સુધી કવીનીન મોઢેથી આપવુ

---

# નડીઆદમાં ખુલ્લુ મુકાયલુ આયુર્વેદ મહાવિદ્યાલય

## શ્રી દાદુભાઈ દેસાઈ બી એ એલ એલ બીના હસ્તે ખુલ્લુ મુકવામા આવ્યુ

ભવ્ય સમારભ પ્રાતના પ્રત્યે દાક્તરોની હાજરી અને સહાનુભૂતિ

તા –૬–૩૮ ના રોજ મહાગુજરાત આયુર્વેદી મેડિકલ મેમ્બર્સ અને વિદ્યાપીઠ તરફથી આયુર્વેદ મહાવિદ્યાલયની ઉદ્ઘાટન ક્રિયા માટેનો સમારભ સાજના ૫–૦ થી ૭–૩૦ સુધી રાખવામા આવ્યો હતો શ્રીમાન સરદાર શ્રી વલ્લભભાઈ સાહેબના હસ્તે મહાવિદ્યાલય ખુલ્લુ મૂકવાની વકી હતી પરતુ અગત્યથી કારણોને અગે તા ૩૦મીએ છુટા થઈ શકે તેમ ન હોવાથી વ્યવસ્થાપક સમિતિએ નડિઆદના સુપ્રસિદ્ધ મહાસભાવાદી આગેવાન શ્રી દાદુભાઈ દેસાઇના હસ્તે ઉદ્ઘાટન ક્રિયા કરવાનુ ઠરાવ્યુ હતુ

નડિયાદ સતુરામ મન્દિર પોલીસ ગેટ સામે મહાવિદ્યાલયનો ભવ્ય હોલ ખુબ ચાળવણીપૂર્વક ધ્વજાઓ આસોપાલવના તોરણો વનસ્પતિઓના ચિત્રો અને શરીરરચનાની વિવિધ આકૃતિઓથી સજાવવામા આવ્યો હતો સભાસદોથી સભાસ્થાન ચિક્કાર ભરાઈ ગયુ હતુ મહાગુજરાતના ખુણેખુણામાથી વૈદ્યોએ હાજરી આપી હતી

બરાબર ૫–૦ વાગતા નડિયાદના સુપ્રસિદ્ધ કવિ મસ્તમયુરની મનોહર કલમથી આલેખાએલી ધન્વતરી સ્તવનની સગીતમાને યુવાન અને ઉત્સાહી સગીતકાર શ્રી ઘનશ્યામ પ્રસાદે પોતાના મધુર કઠથી આવાર પરપરાગત ખીલવી હતી

બાદ પ્રમુખસ્થાન શ્રી દાદુભાઈ દેસાઇને આપવાની દરખાસ્ત નડિયાદ મ્યુનના પ્રમુખ શ્રી ગોકળદાસ દ્વારકાદાસ તલાટી તરફથી સુયોગ્ય શબ્દોમા મુકવામા આવી હતી

આ દરખાસ્તને મહાગુજરાતના અનેક કેન્દ્રોમાંથી અને ગોંજ સીના વૈદ્ય પ્રતિનિધિઓએ હાર્દિક ટેકાઓ આપ્યા હતા અમદાવાદ તરફથી વૈદ્યરત્ન માધવપ્રસાદ નડિયા તરફથી વૈ. ગ્મણિમાલ દેસાઈ વડોદરા તરફથી શ્રી ચુનીલાલ વૈદ્ય ભરૂચ તરફથી શ્રી છોગાલાલ ગોવિંદરામ સુરત તરફથી જૈન વૈદ્ય રતનલાલ અને વૈદ્યરાજ ભીમભાઈ નવસારી તરફથી વૈદ્યરાજ મગનલાલ ગોધરા તરફથી વૈદ્યરાજ લક્ષ્મીલાલ ગોંજ સી તરફથી વ્યાસ શકરલાલ વૈદ્ય ખેડા જીલ્લા તરફથી વૈદ્યરાજ જગન્નાથ વૈદ્યરાજ માણેકધાર (મહેમદાવાદ) વૈદ્યરાજ બાપુલાલ (કપડવણજ) વૈદ્યરાજ પુરૂષોત્તમપ્રસાદ (આણંદ) વૈ. ચતુરભાઈ (ખંભાત) વૈદ્ય ભાનુપ્રસાદ (માતર) અને મહાગુજરાત આયુર્વેદ સોસાયટી તરફથી વૈદ્યરાજ સુંદર લાલભાઈ તેમજ ગુજરાતના વિદ્વાનો તરફથી વિધિસર અનુમોદનો સાથે પ્રમુખ સ્થાન માટેની દરખાસ્ત વધાવી લેવામાં આવી હતી

પ્રમુખશ્રીએ પોતાની લાક્ષણિક શૈલીમાં આયુર્વેદ મહાગુજરાતના ભાવિ ગ્રેજ્યુએટોએ પોતાને ડાક્ટર ન લખાવતાં વૈદ્ય હેવરાવવામાંજ ગૌરવ માનવું તેમજ આયુર્વેદ પ્રધાન ચિકિત્સા પદ્ધતિને વળગી રહેવા છતાં પાશ્ચાત્ય વિજ્ઞાનને તુલનાત્મક દૃષ્ટીએ અપનાવતાં શીખવા સૂચવ્યું હતું શ્રી ગોપાળ સભાઈએ આવી લોકમાન્યમ થાઓ આપો આપજ એક સુક્ષ્મ બીજમાંથી વડના પેઠે ખીલે છે ખીજે છે ફાલે છે અને જનતા ઉપર પોતે છે એમ કહી તન મન અને ધનથી મહાવિદ્યાલયની ખીલવણીમાં પોતાનો ફાળો આપવા સૌને સૂચવ્યું હતું અને પ્રમુખશ્રીને આ બાબતમાં ખાસ ધ્યાન આપી સંસ્થાનો વિકાસ ઉત્તરોત્તર થવામાં પોતે ટગ મેરા રસ લઈ નિમિત્ત રૂપ બનવા વિનંતી કરી હતી ત્યાર બાદ શ્રી દાદુભાઈ સાહેબે યોગ્ય ન ત ર ા નડિયા ખાતે આયુર્વેદ મહાવિદ્યાલય આ ચ્યો ખુલ્લું મૂકાએલું જાહેર કરું છું એમ કહી સંસ્થાનું ભાવિ સમુજ્જ્વળ બનો એમ ઇચ્છયુ હતું

આ પછી સત્કારક તરફથી સુપ્રસિદ્ધ ભાઈ માણેકલાલ ભોળાનાથ અને મહેસાણાવાળા વૈદ્યરાજ માણેકધારભાઈના સંસ્થાને સક્રિય ટેકો આપવા માટેના લાગણીભર્યા વ્યાખ્યાનો થયા હતા

બહારગામથી સહાનુભૂતિના આવ્યા ધ સંદેશાઓમાં મુખ્ય સંદેશાઓ નીચે મુજબ હતા મુંબઈ સરકારના આ ઇ ારી ખાતાના પ્રધાન નામ ાર ડૉ. ગીલ્ડર સાહેબે મહાગુજરાત સોસાયટીના પ્રમુખશ્રી ઉપર તમારા સમારંભને સર્વ રીતે ફતેહ ઇચ્છું છું એવા પ્રકારનો સંદેશો તારથી મોકલ્યો હતો મુંબઇ સરકારના નાણા ખાતાના પ્રધાન નામ ાર શ્રી લઠ્ઠે સાહેબે પણ પોતે રોકાણોને લીધે આવી શકતા નથી પરંતુ મહાવિદ્યાલયનું ભાવિ ઉત્તરોત્તર સમુજ્જ્વળ બને એમ હૃદયપૂર્વક ઇચ્છયું હતું ઉ પી પાટણ આયુર્વેદિક કોલેજની વ્યવસ્થાપક સમિતીના પ્રમુખશ્રી ડૉ. સુમંત મ્હેતાના તરફથી સહાનુભૂતિનો પત્ર નોંધવા યોગ્ય હતો ગુજરાત કચ્છ–કાઠિઆવાડ વૈદ્યમંડળના મંત્રીઓ તરફથી હાંસોટના સુપ્રસિદ્ધ વૈદ્યરાજ બાપાલાલભાઈ તરફથી આવેલો પત્ર સહનાભૂતિ અને દિશાસૂચનથી ભરપૂર હતો બીજા અનેક સંદેશાઓનો અત્રે ઉલેખ નથી કર્યો

મહાગુજરાતના ખૂણે ખૂણાથી પધારેલા વૈદ્યો અને સ જનોનું સ્વાગત કરતા મહા ગુજરાત આયુર્વેદીક મેડિકલ સોસાઇટીના મંત્રીઓ શ્રી જેઠાલાલ શંભુપ્રસાદ વિષ્ણુપ્રસાદ વગેરે તરફથી વિદ્યાપીઠના મંત્રીશ્રી સ્નાતક મણિરાજે સોસાઈટી અને વિદ્યાપીઠના ક્રમસર વિકાસની

# નાગપુરના નિ ભા વૈદ્ય સમ્મેલનના અધ્યક્ષ વૈદ્ય પંચાનન શ્રી ગંગાધર શાસ્ત્રી ગુણેનું ભાષણ

(ગતાંકથી ચાલુ)

આયુર્વેદનો ત્રીજો સ્કંધ કે વિભાગ તે ઔષધિ વિજ્ઞાનનો છે ઔષધિવિજ્ઞાનમાં વનસ્પતિ શાસ્ત્ર પ્રાણિશાસ્ત્ર નિઘંટુઓ ગુણ ધર્મશાસ્ત્ર વગેરે વિવિધ શાસ્ત્રોનો સમાવેશ થાય છે સર્વ શાસ્ત્રોનું ફળ છેવટ તો સફળ ચિકિત્સાવડે નિશ્ચિત આરોગ્ય આપી શકે એવી ચિકિત્સા પદ્ધતિ નક્કી કરવી એ છે આ વિષયમાં તો આયુર્વેદશાસ્ત્ર સર્વ ચિકિત્સા શાસ્ત્રોનું મુકુટમણિ છે એટલી વાતમાં તો આક્ષેપકોને પણ મતભેદ નથી ત્રણ હજાર વર્ષનો અનુભવ આયુર્વેદિક ચિકિત્સા પદ્ધતિની પીઠવાડે છે આ લાંબા ગાળા દરમીઆન ગયેલો અને સામ્રાજ્યો ઉગ્યા તથા આથમ્યા ક્રાંતિઓ પણ થઈ તે તે સામ્રાજ્ય શાસકોએ પ્રજાહિત હેતુથી જનતાના આરોગ્ય માટે અને વ્યાધિ વિનાશ માટે અનેક ઉપાયો યોજ્યા હતા કનિષ્કના સામ્રાજ્યમાં શ્રી ચરક આદિ પ્રતિભાશાળી અને તેજસ્વી વદ્યો થઈ ગયા આ પૂજ્ય વિદ્વાને પ્રત્યક્ષ પ્રયોગ અને અનુભવથી પ્રમાણિક અનેક ગ્રંથો રચ્યા છે ચંદ્રગુપ્તના અને અશોકના સામ્રાજ્યમાં વિશાળ મભાગવાળા અનેક ચિકિત્સા મંદિરો હતા જેમાં આયુર્વેદાનુસાર ચિકિત્સાનો લાભ મેળવીને હજારો રોગીઓ સાજા થતા હતા ચરક અને વાગ્ભટે ચિકિત્સકો સાથે વિચાર અને સંવાદ કરીને ચિકિત્સા પદ્ધતિના સિદ્ધાંતો નક્કી રીતે સંહિતા ગ્રંથો લખ્યા છે આ રીતે આયુર્વેદીય ચિકિત્સા પદ્ધતિ પ્રત્યક્ષ પ્રયોગોથી અનુભૂત સિદ્ધાંતો ઉપર સુપ્રતિષ્ઠિત છે એ ચોક્કસ છે

માણસો ઉપર અનુભવ કરેલ પ્રયોગો વડે સિદ્ધ થયેલા ઔષધો અને ઉપચારોનું પશુઓ ઉપર પ્રયોગો દ્વારા ફરી સંશોધન કરવું એ નિરર્થક છે પશુ વગેરે ઉપર કરેલા પ્રયોગો માણસોમાં સંપૂર્ણ રીતે સફળ નથી થતા કારણ કે બન્નેની પ્રકૃતિમાં ભેદ છે માત્ર દિશાનું સૂચન થાય તેટલું જ ફળ થાય છે પશુઓ ઉપર અનુભવ કરેલા ઔષધોનો ફરી માણસો ઉપર રોગી સ્થિતિમાં અનુભવ કરી જોવાની જરૂર રહે જ છે

કારણ કે મનુષ્યની પ્રકૃતિ ઇંદ્રિય મન જ્ઞાન વેદના પ્રદર્શન વગેરે પશુઓથી ભિન્ન છે અને તે કારણથી તેના ચિકિત્સાના અનુભવમાં પણ ભિન્નત્વ આવે છે એટલું તો આધુનિક સંશોધકોએ પણ સ્વીકારવા યોગ્ય છે જૂના આયુર્વેદાચાર્યોએ અનુભવ કરીને પ્રતિપાદન કરેલા પ્રયોગોને સ્વીકારીને જ્યાં ચિકિત્સા કરી જોવામાં આવે છે ત્યારે ચિકિત્સા મંદિરનો અનુભવ આયુર્વેદીય પ્રયોગોના યશને સ્થાપિત કરે છે મદ્રાસ લાહોર ત્રાવણકોર મહીસૂર પુના નગર વગેરે સ્થાનોના ચિકિત્સા મંદિરોમાં આયુર્વેદીય ચિકિત્સાની સફળતા દર્શાવવા માટે પર્યાપ્ત રાખ્યામાં રોગીઓની ચિકિત્સા થાય છે આયુર્વેદીય ચિકિત્સા મંદિરોમાં આયુર્વેદની પ્રત્યક્ષ પ્રયોગો વડે અનુભૂત ચિકિત્સા પદ્ધતિ શાસ્ત્રશુદ્ધ જ છે એવું નક્કી કરવામાં શો વાંધો છે!

ચિકિત્સા તત્વના પ્રતિપાદનમાં પણ આયુર્વેદ ત્રિદોષમીમાંસાને અનુસરે છે ત્રિદોષના વૈષમ્યને દૂર કરી ધાતુસામ્ય ઉત્પન્ન કરવું એ આયુર્વેદીય ચિકિત્સા સૂત્રનું પ્રધાન સૂત્ર છે

ધન્યતાની વર્ણવવા માટે મારી કલમ અશક્ત છે અને મારૂ શબ્દજ્ઞાન અપૂરતું છે એટલે મસ્તક નમાવીને આગળ ચાલુ છુ

નારથ્થવગુનના ક્રમમા પ્રાણાયામના ઉપયોગનું ખાસ વિસ્તારથી વિવેચન કરવુ જોઇએ કિંતુ મા ાસરોગોમા પ્રાણાયામથી ખાસ લાભ થાય છે ધાતિ બસ્તિ ઇત્યાદિ પ કર્મો ન ાધ ાુ ખાસ મન રે છે ત્યારે પ્રાણાયમ સ ામનરૂપે રોગને શાંત કરવામા સાધનરૂપ થાય છે ધાતિ બસ્તિ વગેરે ષટ્કર્મ વિગેરે વિષે હઠયોગ પ્રદીપિકામા કહ્યુ છે કે —

**ષમષટ્કર્મિદ ગોપ્ય ઘટશોધનકારકમ્ ।**

**વિચિત્રગુણસધાયિ પૂજ્યતે મુનિપુગવે ॥** (૨ યો પ્ર ૨-૨ )

એજ રીતે પ્રાણાયામથી સર્વ રોગનો ક્ષય થાય છે—**અરોગતા વિન્દુજયો ગ્નિદીપનમ્** વગેર શબ્દોમા પ્રાણાયામનુ ગુણગાન પુનઃપુન મળે છે યોગશાસ્ત્રમા પ્રતિપાદિત ક્રિયાઓનુ તથા પ્રાણાયામનુ સ્વરૂપ આધુનિક શાસ્ત્રની પ તિથી તથા પ્રયોગ પદ્ધતિદ્વારા સશોધન કરવામા આ યુ છે યોગ ાસ્ત્ર સમજવા સમજાવા નવાનિકોના વિચારક્ષેત્રોમા આ યુ છે ભારતીય યોગશાસ્ત્ર અમેરિકા જર્મની ઑસ્ટ્રીઆ વગેર દેશોના વૈદ્ય શાસ્ત્રમા પારગત પડિતોના વિચારનો અને મનોમનનનો વિષય બ યુ છે એ અભિમાન લેવા યોગ્ય છે રોગોને દૂર કરવા માટે તથા આરોગ્ય વધારવા માટે યોગચિકિત્સા પા ાત્ય દેશોમા વધારે ને વધારે ઉપયોગમા આવતી જાય છે માનસરા ાચિકિત્સામા તો પ્રાણાયામની ઉપયોગિતાની પાશ્ચાત્ય પડિતો મુક્તકંઠે સ્તુતિ રે છે શારીરમાનસરોગો ઉપર યોગશાસ્ત્રોક્ત પ કર્મોનો તથા પ્રાણાયામનો ઉત્તમ ઉપયોગ થાય છે આ રીતે દુનમા િ ાન ર્યુ છે આયુર્વેદીય વધાએ આ વિદ્યાનો રોગોને અટકાવવા માટે તથા નિવારવા માટે જરૂર ઉપયોગ કરવા જોઈએ

અ યમૂલ ( ત્યનો વ રપાનય નામનો એક બીજો ભેદ પણ આયુર્વેદમા વર્ણવ્યો છે મંત્ર મણિ બલિ હોમ પ્રાયશ્ચિત્ત ઉપવાસ સ્વસ્ત્યયન આશીર્વા ગ્રહણ મણિઔષધાદિનું ધારણ વગેરેનો આમા સમાવેશ થાય છે ગ્રહચિકિત્સાનો પણ આમા અતર્ભાવ થાય છે ગ્રહરોગો અ મોટે ભાગે માનસરોગો છે થાઇ ધૈનછા અને ગ્રહગ્રસ્તતા એ રોગોની અસર મનોવ્યાપાર ઉપર પહેલી થાય છે અને પછી શરીર ઉપર અસર થાય છે રજોગુણ અને તમોગુણરૂપ મનોદોષોની શરીરના ધાતુઓ ઉપર અને શારીર વાતપિત્ત કફ દોષોની મન ઉપર અસર થાય છે શરીર પેઠે મનોદેશ પણ રોગોનુ સ્વતત્ર ક્ષેત્ર હોઈ શકે આયુર્વેદમા મનનુ વર્ણન સારી રીતે કરેલુ છે વે કાળથી માનસશાસ્ત્રની પ્રવૃત્તિ જોવામા આવે છે

**સુષારથીરશ્વાનિવ ય મનુષ્યાન્નેનીયતે**

**ભાનુભિર્વાજિન ઇવ હૃત્પ્રતિષ્ઠ યદજિર જ વિષ્ઠ**

**તન્મે મન શિવમકલ્પમસ્તુ ।** (વા ય -૪-૬ )

આ મત્ર વાજસનેયી સહિતામા છે એ મત્રમા શરીરને મનોમનનો આધાર છે એમ કહેલુ છે મનનુ સ્થાન હૃદયમા તાવ્યુ છે મનના સકલ્પને અનુસરીને શરીર ક્રિયા કરે છે એવુ પ્રતિપાદન કરીને મન શિવ સકલ્પવાળુ થાય એવી પ્રાર્થના કરી છે જૈનસહિતામા મનથી ચિત્ત જુદુ છે એમ હેલુ છે —

**શિરસ્તાલ્વન્તગત સર્વેન્દ્રિયપર મન ।**

**કારણ સર્વબુદ્ધીના ચિત્ત હૃદયસસ્થિતમ્ ॥**

આ રીતે મન અને ચિત્તનુ સ્થાન તથા કાર્ય ભિન્ન છે એમ કહેલુ છે આ પછીના

ળમા ભારતીય માનસશાસ્ત્રનો સ્વત ત્ર રીતે વિકાસ થયો છે તત્રશાસ્ત્ર યોગશાસ્ત્ર મનવિદ્યા વગેરેમા આ વિકાસ જોવામા આવે છ સર માનસશાસ્ત્રની પ્રવૃત્તિ મનને મર્માગથી કેળવીને એને યો ય માર્ગે વાળવુ એ છે

મનાનિ માનસસ્વાસ્થ્ય માટે ઉપયોગી છે મના તગત આરોગ્ય અને મનનુ વિધાન મન ઉપર સૂચનાત્મક અસર (Autosuggestion) કરે છે સુગગત અને ઉત્પત્તિ શુદ્ધ આ શાસ્ત્રની ઉપેક્ષાથી માનસ રોગ ની ચિકિત્સાને ભારે હાનિ થઈ છે

વળી આ આધુનિક ચિકિત્સામા માનસરોગના નિવારણ માટે શુ સાધન છે? માનસ રોગો શરીરથી સ્વતત્ર છે અને તેના ઉપાયો પણ સ્વતત્ર હોવા જોઈએ એવો વિચાર હમણા પ્રચારમા આવ્યો છે પણ હજી નિશ્ચિત રૂપમા નથી આ યો શરીરાન્તર્ગત મસ્તક અવયવસમૂહની અમુક જાતની રચના એ મનોવ્યાપારનુ કારણ છે એવુ કેટલા માનસ શાસ્ત્રીઓ માને છે આ રચના-વિશેષવાદીઓ (Structural school) થી જુદા પડીને બીજા ક્રિયાવાદીઓ (Functional School) છે જેઓ મનોવ્યાપારનુ કારણ શરીરની અમુક પ્રકારની રચના છે એવુ નથી માનતા પણ મનો વ્યાપારને ક્રિયાને છે એમ માને છે સગવડ માટે માનસક્રિયાનુ ભિન્નત્વ માનવુ સારુ છ એવો તો સર્વનો અભિપ્રાય છે

The department of the human mind abstracted by psychology from continuum of consciousness are for many purposes convenient

( Price-Practice of Medicine p 1790 )

સ લતાના કારણથી માનસશાસ્ત્રનો વિભાગ કરવા એવો ઘણાનો અભિપ્રાય છે

પરતુ હાલમા માનસશાસ્ત્રનો વિસ્તાર માનસરોગ વિજ્ઞાન અને માનસરોગની સૂચનાત્મક ચિકિત્સા વગેરે માનસશાસ્ત્રના વિષયનો ઘણો વિસ્તાર થયો છ અને થયનો જાય છે ડો ફ્રૂડ યગ એડ્લર હ સન મેક્ડુગલ એ બધાની શોધથી તથા એ સર્વ શોધોનો સમન્વય સાધીને માનસવિકારની શાસ્ત્રાનુસાર નિદાન ચિકિત્સાના તત્ત્વ ડો વ્હલગાયેસીના ગ્રન્થો એ આ શાસ્ત્રને ઘણુ સમૃદ્ધ કર્યું છે । વ્હલગાયેગીના ગ્રથમા યોગશાસ્ત્ર ( ખાસ તો પ્રાણાયામ )ને અનુસરી બે ત્રણ લેખો લખાયેલા છે તેમા લખ્યુ છે કે—

All the e psychological problems which we are only just begining to investigate although for thousands of years past they have been elucidated and grouped in Rajayoga

આ રીતે રાજયોગનો વિસ્તારપૂર્વક ઉલ્લેખ કર્યા પછી એ પ્રકરણને અન્તે નીચેની હૃદયવેધક ભાષામા સબોધન કર્યું છે —

In public interest *I appeal to you nervous men of old young,* oppressed rich poor healthy sick or unhappy

You do not know the power of your own souls you do not know *the ability for happiness hidden* in your souls

Neither you nor the official science of the west yet know anything of the indicated Mahatmas of the *far* east ancient and modern

( Dr Valgayevi a message to the Neurotic world p 290 )

ભારતીય માનસશાસ્ત્ર અને માનસરોગ ચિકિત્સિન પદ્ધતિઓની પ્રશંસા મેળવી શકે એટલા નથ અને તેથી જ ઉપેક્ષા કરવા યોગ્ય નથી એવી ભારતીય વૈદ્યવિદ્યાના જાણકારોને મારી પ્રાર્થના છે આ શાસ્ત્રને વધારીને તેનો અમાનૂતચિકિત્સામા ઉપયોગ કરવો જોઇએ બીજા શાસ્ત્રો આનો ઉપયોગ કરે જ છે પાશ્ચાત્ય શાસ્ત્રોમા પણ ઘણા માનસશાસ્ત્રના ઉપદેશનો વ્યવહાર કરે છે યોગસાધનની ક્રિયા સબંધી ખોટા પૂર્વગ્રહને છોડી દઈને આપણા આ શાસ્ત્રને અપનાવી લઈ તેનો પ્રત્યક્ષ અનુભવ લઈ જોવા માટે મારી પ્રાર્થના છે

[ સંપૂર્ણ ]

---

# વૈદ્યો અને હકીમોના રજીસ્ટ્રેશન બીલ વિષે

## છેલ્લા ખબર

મુંબઇ સરકારે વૈદો અને હકીમોના રજીસ્ટ્રેશન માટે જે બીલ ઘડયુ છે અને જે સીલેક્ટ કમિટી આગળ છે તેમા ઉચિત સુધારા એ કમિટીને સૂચવવા માટે નાગપુર વૈદ્યસંમેલનને એક કમિટી નીમી હતી એ કમિટીના એક સભ્ય મુંબઈના ડાક્ટર ભાઈ વામન દીનાનાથે તા ૧–૭–૪૮ને રોજ આ બીલ વિશે એ અપીલ બહાર પાડી છે જેમાથી એ બીલ બધી છે તી માહીતી નીચે ઉતારી છે

ડા ગીલ્ડરને મળવા માટે આ ડેપ્યુટેશન ગયેલુ તેમા વૈદ્યો અને હકીમોનો એ બીલ વિષે શો અભિપ્રાય છે તે આરોગ્યમત્રીને જણાવવુ તથા એ બીલની કેટલીક કલમો તરફ કેટલો ભારે અને સખત વિરોધ હતો એ પણ દર્શાવવુ એવો હેતુ હતો

ડાક્ટરે આ બાબતમા પોતાના અધિકારની મર્યાદામા રહીને શકય હોય તેટલો સમભાવ પોતાને છે એમ કહ્યુ પણ એ સાથે જ જેમણે જણાવી દીધુ કે જો અખિલ ભારતીય વિરોધ નહી જણાશે તો સરકાર બીલને પડતુ મુકશે આનો અર્થ એવો થાય કે જો આ બીલથી મળતા લાભો વૈદ્ય હકીમોને જોઇતા હોય તો એની નાગર વાળી કલમો સહન કરવી

ડેપ્યુટેશને પહેલી સૂચના મત્રીને એવી કરી કે રજીસ્ટ્રેશનના બીલની પ્રસ્તાવનામા દેશી વૈદકને ઉત્તેજન આપવાનો હેતુ છે એવા શબ્દો દાખલ કરવા પણ આરોગ્યમત્રીએ જવાબમા કહ્યુ કે બીલનો હેતુ કેવળ રજીસ્ટ્રેશન–નોંધણીનો છે અને ઉત્તેજન શબ્દ ત્યા અસ્થાને છે

આ બીલમા ભલે ઉત્તેજન શબ્દ અસ્થાને હોય પણ વૈદો હકીમો પ્રધાનમડળ પાસેથી મહાવિદ્યાલયો ઇસ્પીતાલો વગેરે દ્વારા ઉત્તેજનની આશા જરૂર રાખે છે આ દેશની આ પ્રાચીન વિદ્યાને ઉત્તેજનની ઘણી જરૂર છે એમા સંદેહ નથી

ડેપ્યુટેશને બીજી વાત પાઠ્યક્રમ તથા તેના ધોરણ વિષે કરી તેના જવાબમાં મત્રીએ કહ્યુ કે એ વસ્તુ બોર્ડના હાથમા રહેશે અને અત્યારે એ વિષયની ચર્ચા અકાળે છે આ વાત તો ઠીક છે પણ કાયચિકિત્સા અને શસ્ત્રચિકિત્સાને વિભક્ત રાખવાની તથા જેને કેવળ કાય ચિકિત્સક થવુ હોય તેને માટે શસ્ત્રક્રિયા અને પ્રસૂતિતંત્રનુ શિક્ષણ ફરજીઆત ન રાખવાની ડેપ્યુટેશને સૂચના કરી તે મત્રીને ગળે ઉતરી હોય એમ ન લાગ્યુ

પછી બોર્ડના બધારણ વિષે ડેપ્યુટેશને જે દૃષ્ટિબિંદુ રજુ કર્યુ તેનો વિચાર કરવાનુ

મંત્રીએ વચન આપ્યું છે ભાઈ વામન દીનાનાથે મુંબઈ શહેર તથા ગુજરાત મહારાષ્ટ્ર કર્ણાટક એ ચારેય વિભાગના પ્રતિનિધિઓ બોર્ડમાં આવે એવી સૂચના કરી છે બીજી પણ અગત્યમાં મહત્ત્વની ચર્ચા દંડની રકમ સંબંધી હતી મંત્રીએ નિયમના ભંગ માટે સજા આવશ્યક છે નિયમભંગ સરકારથી ચલાવી લેવાય નહિ એ સિદ્ધાન્ત ઉપર ભાર મુકયો ડેપ્યુટેશનના સભ્યોએ રજીસ્ટ્રેશનમાંથી નામ કાઢી નાખવા જેટલી સજાને પુરતી જણાવી પણ મંત્રીને એ વાત ગળે ઉતરી નહિ રજીસ્ટ્રેશનને ફરજીઆત ન કરવાનો પણ ડેપ્યુટેશને આગ્રહ કર્યો પણ તે વસ્તુઓને મંત્રીએ સ્વીકાર કર્યો નથી

ઉપરની સ્થિતિ ઉપર મહાસભાની કાર્યવાહક સમિતિનું ઉપર કહેલી અપીલદ્વારા ધ્યાન ખેંચવામાં આવ્યું છે અપીલની શી અસર થઈ એ તો જાણવામાં નથી પણ જુલાઈની આખરમાં વર્ધામાં મળેલી મહાસભા કાર્યવાહક સમિતિની બેઠકમાં દેશી વૈદક (આયુર્વેદ અને યુનાની) તથા હોમીઓપથી જેવા કોઈ વૈદકની સરકારે અવગણના ન કરવી તથા તેઓને યથાશક્ય ઉત્તેજન આપવું એવી મતલબનો ઠરાવ થયો હોવાનું છાપામાં વાંચ્યું છે હવે પૂનાની ધારાસભાની બેઠકમાં બીલ કેવા રૂપમાં આવે છે તથા પસાર થાય છે તે જોવાનું છે

———o———

# મદ્યનિષેધ અને આસવો સંબંધી

## છેલ્લા ખબર

તા ૪-૮-૩૮ ને રોજ અમદાવાદના સમસ્ત વૈદ્ય ભાઈઓની ધી અમદાવાદ આયુર્વેદિક ફાર્મસી એસોસીએશન સ્થાનિક વૈદ્યસભા અને અન્ય વૈદ્યમંડળોના સહકારથી એક સભા મળી હતી એ સભામાં કુલ નવ ઠરાવો પસાર થયા હતા તેમાંથી ખાસ અગત્યના ઠરાવો નીચે ઉતાર્યા છે

### વૈદ્યસભાનો અગત્યનો ઠરાવ

તા ૪-૮-૩૮ ની જનરલ સભા ઠરાવે છે કે ફાર્મસી એસોસીએશનના આવેલા પત્રને અનુસરીને આ સભા આસવારિષ્ટોની લડત આપણી સભા દ્વારા ઉપાડી લે છે જેને અમદાવાદના દરેક મંડળના કાર્યકર્તાઓ વૈદ્યસભા જ્યારે જ્યારે મદદ માગે ત્યારે ત્યારે મદદ કરે તે પ્રમાણે આ સભા લડત ઉપાડી લે છે અને આજ રોજ સમસ્ત વૈદ્યોની જાહેર સભાએ કરેલા ઠરાવો આ સભા [illegible]માં પરિણામ પામશે એમ ઠરાવે છે

**ઠરાવ નવમાથી** આસવારિષ્ટો મદ્યનિષેધમાં ગણ્યા છે તે આયુર્વેદને હાનિકર છે માટે તેનો વિરોધ દર્શાવવા તા ૧૨-૮-૩૮ને રોજ હડતાલ પાડવાનો ઠરાવ કર્યો છે

**ઠરાવ પહેલામાં** આસવારિષ્ટોને મદ્યનિષેધમાં શા માટે ન ગણવા તેનાં કારણો આપ્યાં છે એ કારણો મોટે ભાગે ગયા અંકમાં અમે આપેલાં તેજ હોવાથી પુનરુક્તિની જરૂર નથી

**ઠરાવ બીજામાં** વર્ધામાં મળેલ મહાસભાની કારોબારી સમિતિમાં કોઈ પણ વૈદક પદ્ધતિને નુકસાન ન થાય એવો જે ઠરાવ કર્યો છે તે માટે કારોબારી સમિતિના સભ્યોનો ઉપકાર માન્યો છે

**ઠરાવ ૩ જો**—અખિલ હિંદ મહાસભાના સભ્યો પૈકી શ્રીમાન ગજેન્દ્રબાબુએ સરદારશ્રી વલ્લભભાઈના આસવારિષ્ટો સંબંધેના પ્રશ્નનો ઉત્તર આપતાં આસવારિષ્ટો એ

નિશામારક વસ્તુઓ નથી પણ ઉત્તમોત્તમ અસરકારક ફાયદાકારી ઔષધીઓજ છે ' આવો ભાવપૂર્વક સ્પષ્ટ ઉત્તર આપી શ્રી ગજેન્દ્રગુરૂ રસશાસ્ત્રીપણાનો અને આયુર્વેદ પ્રત્યેનો પોતાનો પ્રેમ વ્યક્ત કર્યો છે તે માટે આજની આ સભા શ્રી ગજેન્દ્ર માણુને અનેક ધન્યવાદ અર્પે છે અને અંતઃકરણથી તેમનો આભાર માને છે

ઠરાવ ૪ થો—જ્યાં સુધી સરકાર આસવારિષ્ટો જેવી નિર્દોષ દવાઓને મદ્યનિષેધમાંથી મુક્ત ન કરે ત્યાં સુધી વૈદ્યો અને ફાર્મસીવાળાઓએ તે બનાવવા, વાપરવા કે વેચવા માટે લાઇસન્સ લેવું નહિ અને પોતાની પાસેના જથ્થાનું આબકારી ખાતા દ્વારા સીલ કરાવી લેવું આ ઠરાવ વિરૂદ્ધ કોઇ વૈદ્ય અથવા ફાર્મસી અગર એ // વર્તન કરે તો તેનો લડત ચલાવનારી કમિટી નિર્ણય કરે જે માણસો ટીંચર અને વિલાયતી દવાઓ વેચે છે તે લાઇસન્સ લેશે પરંતુ આસવ અરિષ્ટ ઉપર લડત ચલાવનારી કમિટીના સીલ મારે લડત ચલાવનારી કમિટીના નામ વૈદ્ય સભા નક્કી કરે

ઠરાવ ૫ માની અમુક કલમોને રોકવાનો નિર્ણય કર્યો છે

ઠરાવ ૬ ઠ્ઠો—મદ્યનિષેધના કાયદામાં વિલાયતી દવાઓનું જે લીસ્ટ છાપવામાં આવ્યું છે તેમાંની માત્ર થોડી ઘણી દવાઓનોજ હમેશ ઉપયોગ થતો જોવામાં આવે છે બાકીની દવાઓ પૈકી કોઇ જ દવા વચ્ચેજ વપરાય છે કારણ કે ઘણી કિમ્મતી દવાઓ જથ્થાના પ્રિસ્ક્રીપ્શનોમાં વાપરવાનું દાક્તરોને માટે ઘણું મોંઘુ પડી જાય એવું હોવાથી તેઓ વાપરતાજ નથી તેમ કહીએ તો ચાલે વળી બ્રિટીશ ફાર્માકોપીયામાં તો ઘણા ટીંચરો લખાયેલા છે અને જેમના ઘણા ખાસ તો રોજની વપરાશમાં માલમ પડે છે આવા ટીંચરો તદ્દન મદ્યયુક્ત હોવા છતાં તેમના નામ નિશાન પણ નિષેધના લીસ્ટમાં જણાતા નથી અને તેથી આ સભા માને છે કે દારૂ નિષેધનો કાયદો ઘડનાર ઑનરેબલ પ્રધાન સાહેબ પોતેજ પાશ્ચાત્ય ચિકિત્સક હોઈને પાશ્ચાત્ય ચિકિત્સાને અડચણ ન આવે અને લોકો માની લે કે ડૉક્ટરોના ટીંચરો ઉપર પણ અંકુશ મુકવામાં આવ્યો છે એવો આ કાયદામાં યુક્તિવાદ લડાવ્યો છે આ જાતનો જે પક્ષપાત ઑનરેબલ પ્રધાન સાહેબે કર્યો છે તે તરફ આ સભા સખ્ત અણગમો જાહેર કરે છે

ઠરાવ ૭ મો—દારૂ નિષેધ કાયદામાં પરદેશથી આવતી નવાઈની પેટન્ટ દવાઓ પૈકી કેટલીમાં પાંચથી આશરે ૮૦ ટકા જેટલો આલ્કોહોલ હોય છે છતાં તેની ગણનાજ કરવામાં આવી નથી તેમજ ક્રાઇપ વોટર જે તદ્દન રેક્ટિફાઇડ સ્પિરિટનીજ બનાવટ છે તેને પણ મુક્ત કરવામાં આવ્યું છે વળી હોમીઓપેથીના ટીંચરોને તો તદ્દન છુટી મુકવામાં આવ્યા છે ત્યારે બીન નિશામારક અને તદ્દન આરોગ્યોપયોગી આસવારિષ્ટોને મદ્ય સમાન ગણી તેના ઉપર અંકુશ મુકાય છે સરકારના આ રોગ્ય વલણ પરત્વે અને ઉતાવળીઆ પગલા સામે પોતાનો અસંતોષ અને એ પ્રતિ જાહેર કરે છે અને આ અન્યાયને દુર કરવા વિનતી કરે છે

ઠરાવ આઠમાથી દેશી ઠરાવનો વિરોધ કરે છે

નમ્ર નિવેદક —

વૈદ્ય અનિરૂદ્ધપ્રસાદ મણીલાલ
વૈદ્ય શશિકાન્ત ભુનાભાઈ
મંત્રીઓ વૈદ્યસભા અમદાવાદ

રસાયનાચાર્ય ઉમિયાશંકર મોતીરામ
પ્રમુખ વૈદ્યસભા અમદાવાદ

# આવતુ નિ ભા વૈદ્યસંમેલન

**નાગપુરમા** વૈદ્યસમેલનને મુબઈ તરફથી આમત્રણ આપવામા આવ્યુ હતુ એટલે સ્વાભાવિક રીતે મુબઈ પાછા આવ્યા પછી મુબઈના વૈદ્યોએ આવતા વૈદ્યસમેલન માટે તૈયારી કરવાની શરૂઆત કરી પણ પહેલી સભાથી જ વિઘ્નના દેવો જાગૃત થઈ ગયા જણાય છે એક પછી એક અનેક સભાઓ રાતના બાર અને એક સુધી બે ત્રણ વાર મળ્યા છતા હજી તા ૭ જુલાઈ સુધી તો ગાડી પાટે ચઢી નથી લાગતી આ ઝગડામા ઊડા ઉતરવામા કશો સાર લાગતો નથી તેમ જ ઉંડા ઉતરવાની અમારી ઈચ્છા નથી વળી આયુર્વેદ નામના મરાઠી માસિકમા એક પક્ષી લખાણ આવ્યુ છે સામા પક્ષની હકીકત જોઈતી રીતે કયાય હજી સુધી પ્રસિદ્ધ થઈ નથી અને તે પ્રસિદ્ધ થવાની જરૂર છે એટલે આયુર્વેદ માસિકમા જે લખાણ આવ્યુ છે તેમાથી જે મુદ્દાઓ ઝગડાના મધ્યબિંદુ તરીકે પકડી શકાય છે તે ટુકામા નીચે લખ્યા છે

આયુર્વેદ માસિકના વર્ષ ૨૫ના ત્રીજા જ્યેષ્ઠના અંકમા મુબઈતીલ ટોળારે અ ભા **વૈદ્યસમેલન** એ મથાળાથી જે લખાણ છે—જેમા આરભથી સામા પક્ષ ઉપર ગુપ્ત કારસ્થાન કરનાર સ્વાર્થ સાધનાર જાહેરાત વાળી ટોળી વગેરે આક્ષેપો ભરેલા છે પણ તેમાથી સાર એટલો જ નીકળે છે કે ડીસેમ્બરમા મુબઈમા ભરાનાર વૈદ્યસમેલનમા વૈદ્ય આપ્પા શાસ્ત્રી સાઠે અને એમના અનુયાયીઓ ખાસ ભાગ લઈને વૈદ્યનિયમનનુ બિલ આયુર્વેદનુ મિશ્ર શિક્ષણ વગેરે બાબતમા પોતાના વિચારોને અનુકૂળ ઠરાવો કરાવી જાય એવી બીકે વૈદ્યનિયત્રણ બિલને તથા મિશ્રશિક્ષણને ટેકો આપનાર પક્ષે ભારે ખટપટ કરીને મુબઈમા બધી સભાઓ ભરી છે લાબા લચક લખાણનો ટુકો સાર આ છે આ વિરોધીઓ કોણ છે તે સ્પષ્ટ કર્યુ નથી પણ જાહેરાતવાળા કપૂર કારસ્થાની મડળી વગેરે મોઘમ આક્ષેપક નિર્દેશ છે એક આક્ષેપ એવો છે કે આગળથી સ્વાગતાધ્યક્ષ મત્રી વગેરે નક્કી કરવામા આવેલ છે અને જેને સ્વાગતાધ્યક્ષ બનાવવાના છે તેની પાસેથી રૂ પાચ હજાર લેવાના ઠર્યા છે મતલબ કે પૈસાથી માન મેળવવાનો જાહેરાતવાળી ટોળી (કપૂ) જેને મીલમજુર—(ગિરણી કામગાર) સમજીએ છીએ તેનો આ પેચ છે

વળી મહારાષ્ટ્રી મડળનો અદર અદરનો આ મતભેદ છે એવો ખુલાસો એક સભામા આ મા જા વજી તિ આચાર્યે કર્યો હોવાનુ આયુર્વેદના ઉપર કહેલા અંકમા લખેલુ છે પણ તેની નીચે જ લેખકે ખુલાસો કર્યો છે કે આ તો મિલ અનુકૂળ પક્ષ અને મિલ વિરોધી પક્ષ એવા જ બે પક્ષો છે આ આક્ષેપોના ઉત્તરમા સામા પક્ષ તરફથી એમ વસ્તુ કહેવામા આવ્યાનુ સાભળ્યુ છે કે આ વખતે મિશ્ર શિક્ષણ અને વૈદ્યનિયત્રણ બીલના વિરોધના બહાનાથી વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠે વૈદ્યસમેલન માટેની તૈયારીને પહેલે પગથીએ જ નડે છે પણ આટલા વર્ષો સુધી વૈદ્યનિયત્રણ બીલ ક્યા હતુ ? ત્રીસ વર્ષથી વૈદ્યસમેલન તો ચાલે છે એમા વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠેએ શો ભાગ લીધો છે ? અથવા કેવો ભાગ લીધો છે ?

ટુંકામાં મુંબઈમાં વૈદ્યસંમેલન ભરવા માટે વિચાર કરવા માટે પ્હેલી સભા થઈ ત્યારથી ઝગડો શરૂ થયો છે એ ઝગડાનું ખરૂ રૂપ તો એ સભામાં હાજર રહેવાથી સમજાય પણ હાજર ન રહેનારને પણ આયુર્વેદના અંકોમા એ બાબતની જે લખાણો આવ્યા છે તે વાંચવાથી પણ કાંઇક ખ્યાલ આવશે પણ અહીં તો એ લડાઈના મુદ્દા ઉપર નથી છે એટલું જ અતિ ટુંકામાં બતાવ્યું છે છેલી સ્થિતિ શી છે એ કહેવું રહ્યું છે પણ તા ૨૮–૬–૩૮ને રોજ વૈદ્ય વાસુદેવ શાસ્ત્રી મૈનાપુરે વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠે વગેરેની અનેક સહીઓવાળો એક પત્ર આયુર્વેદ મહામંડળના મંત્રીને મોકલવામાં આવ્યો છે જેની મતલબ એવી છે કે તા ૫ મી જૂન ૧૯૩૮ને દિવસે આગળથી કોઈ સમાચાર પત્રોમાં જાહેર કર્યા વગર જે ત્રીશ માણસોની સભા મળી હતી અને તેમાં આ વર્ષે મુંબઈમાં ભરવાના સંમેલનની જે પ્રાથમિક કમિટીની ચુંટણી કરી છે તે વિષે તા ૧૧ જૂન ૧૯૩૮ને રોજ મુંબઈના બધા સમાચાર પત્રોમા જાહેર કરીને આર્યસમાજ હોલમા વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠેના પ્રમુખપણા નીચે જે સભા ભરવામા આવી હતી તેમા નીચેનો ઠરાવ થયો છે તા ૫મી જૂનવાળી ૩[1] વ્યક્તિઓની સભામા પ્રાથમિક કમિટીની જે ચુંટણી થઈ છે તે તદ્દન ખોટી અને નિયમ વિરૂદ્ધ છે એ સભા જ નહોતી ખાનગી બેઠક હતી

મુંબઈમા જે અખિલ ભારતીય વૈદ્યસંમેલન થશે તે શુદ્ધ આયુર્વેદનો પુરસ્કાર કરીને વૈદ્યનિયંત્રણ બીલ ખાસ વારિષ્ઠ બધી વગેરે જે આપત્તિઓ આયુર્વેદ ઉપર આવી પડી છે તેનો પ્રતિકાર કરવા માટે થશે માટે તેના કામ માટે બધા ન્હાના મોટા ગરીબ આયુર્વેદ પ્રેમી સંમિલિત થઈ શકે એવી કમિટી બનાવવી જોઈએ

અને તેવી કમિટી બનાવવા માટે આ સભાના અધ્યક્ષ વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠેને જાહેર કરવામા આવ્યા છે તેઓ કમિટી બનાવીને કામ આગળ ચલાવે

આથી વધારે ઉતારો આપવાની જરૂર નથી વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠે અને તેઓના અનુયાયીઓ શું ઇચ્છે છે એ દીવા જેવું સ્પષ્ટ છે આયુર્વેદ મહામંડળના મંત્રી તરફથી શું જવાબ મળ્યો તે જાણવામા નથી બાકી મહામંડળના તથા વિદ્યાપીઠના મંત્રીઓએ બીજાં જ કારણોથી રાજીનામા આપ્યાની વાત બ્હાર આવી છે ઠીક પણ ઉપર કહેલી કમિટી વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠેએ બનાવી કે નહિ? અને તેણે શું કામ કર્યું? એ પ્રશ્ન છે બીજી તરફથી જેને વૈદ્ય આપ્પાશાસ્ત્રી સાઠે વાળી સભા નિયમ વિરૂદ્ધ કહે છે તેની સભાઓ વારવાર ભરાય છે અને બે પક્ષ વચ્ચે સમાધાનના પ્રયાસો થાય છે એમ સમજાય છે જો કે જુલાઈની પચીશમી તારીખ સુધી તો કાંઈ સમાધાન થયું જણાતું નથી ઉલટું તા ૨૬–૨૮ મે અને ૫મી જૂન ૧૯૩૮ની સભાઓના એજન્ડા મિનિટ બુક વગેરેની નકલ ચોવીશ કલાકમા મોકલી આપવાની સોલીસીટરની નોટીસ આદ્યસ્વાગત કાર્યકારિણીના અધ્યક્ષ અને મંત્રીને મોકલી છે સાંભળવા પ્રમાણે એ નોટીસની પરવા ન કરવાનો નોટીસ મેળવનારનો વિચાર છે

બીજી તરફથી તા ૨૮–૫–૩૮ને રોજ સ્થાનિક વૈદ્યોની જે એક ખાનગી

---

૧ તા પોપટ પ્રભુરામને ત્યા ભરાયેલી સભામા ૩ માણસો હતા તો આર્યસમાજ હોલમા ભરાયેલી સભામા કેટલા માણસો હતા? એ નોંધવું જોઈએ ના?

સભા નીમવામા આવી હતી તેણે નીચેને ધોરણે સ્વાગત સમિતિના સભ્યો બનાવવા માટે પ્રયત્ન આરંભી દીધો છે

**સરક્ષ- સભ્ય**—રૂ ૨૫૧ કે તેથી વધારે આપે તે

**આશ્રયદાતા**—જે રૂ ૧૦૦ કે તેથી વધારે આપે તે

**વૈદ્ય સભાસદ** જે રૂ ૫ આપે તે

**વધેતર આયુર્વેદપ્રેમી**—જે રૂ ૫૧ આપીને સ્વાગત સમિતિના સભ્ય થાય તે

એમ બીજા ઠરાવથી મુમ્બઈ પ્રાન્તના મહારાષ્ટ્ર કર્ણાટક ગુજરાત અને કાઠીઆવાડ વગેરે સ્થાનોના વૈદ્યોને પણ સ્વાગત સભ્ય બનાવવાનો નિર્ણય કર્યો છે

અને તા ૨૫-૭-૩૮ને રોજ ભરાયેલી જાહેર સભામા થયેલા ઠરાવ પ્રમાણે તા ૧૨-૮-૩૮ ને રોજ સ્વાગત પ્રમુખ આદિ અધિકારીઓની ચુટણી કરવા સ્વાગત સમિતિના સભ્યોની સભા મળવાની છે

મત્રીઓ—વૈદ્ય રઘુનાથશાસ્ત્રી તામનેકર આયુર્વેદાચાર્ય
વૈદ્ય કન્હૈયાલાલ શર્મા
વૈદ્ય દલપતરામ જીવરામ યાજ્ઞિક ધામળીકર

———o———

# આયુર્વેદીય ઔષધિ સશોધનની વ્યાપ્તિ અને દિશા

( લેખક વૈદ્ય બાપાલાલ ગ દેસાઈ )

( પુ ૨૧ પૃ૦ ૧૫ થી આગળ )

***સશોધનમા વૈદ્યો અને શિક્ષણસસ્થાઓ શુ કરી શકે?***

ઔષધિ સશોધન આ એક વ્યક્તિનુ કે સાધારણ સસ્થાનુ કામ નથી નાના નાના વૈદ્યો આમા બહુ થોડુ કામ કરી શકે મુમ્બાઈ અમદાવાદ કલકત્તા જેવા મોટા શહેરોમા લક્ષાધીશ વૈદ્યો છે પણ તેઓએ વ્યવસ્થિત રીતે એકાદ સશોધનાત્મક સસ્થા ચલાવી હોય યા તેવો પ્રયત્ન કર્યો હોય તેમ બિલકુલ જોવામા આવતુ નથી પસાથી પૈસાનો લોભ વધે છે ઘણીઓ લબ્ધપ્રતિષ્ઠ વૈદ્યની પાસે પડેલાજ રહે છે આવા પ્રકારના કારણો આમા હોઈ શકે ઔષધિ ગુણધર્મનુ સશોધન કરવા માટે એકલી ખાલી આયુર્વેદનુ યા નિદાન-ચિકિત્સાનુ ઉત્તમ જ્ઞાન પણ એ શુ કામ નથી આવતુ વનસ્પતિશાસ્ત્ર પેથોલાજી ફાર્માકોલાજી વિગેરે અનેક આધુનિક શાસ્ત્રોનુ જ્ઞાન પણ જોઈએ ઉત્તમ આયુર્વેદજ્ઞ હોવા સાથે આ અનેક શાસ્ત્રોના તજ્જ્ઞોનો સહકાર થાય તોજ આવુ અપૂર્વ શાસ્ત્રીય સશોધન થઈ શકે ત્યાસુધી આયુર્વેદના શાસ્ત્ર ભણી તેની ઉપર ખૂબ વિચાર કરેલા અને અનુભવી પ્રતિભાશાલી અને સશોધનશીલ વૈદ્યો પોતાના વ્યવસાયમા શકય તેટલા પ્રયોગો કરી નવા લેખો લખે જૂના ભણેલા વૈદ્યોના પ્રસિદ્ધ ગુણોનો અનુભવ અને અપ્રસિદ્ધ નવા ગુણાવગુણ નક્કી કરી શકે દ્રવ્યના સસ્કારનુ મહત્ત્વ યા આવશ્યક્તા અને ભિન્ન યોગોના ભિન્ન ગુણાવગુણ એઓનુ ઠીક જ્ઞાન તેઓ મેળવી શકે એવા પાશ્ચાત્ય ચિકિત્સકો સશોધનની બાબતો આપસમા પહેલેથી ઠરાવી લે અને વરસમા

એકાદ બે વાર ભેગા થઈને વિચાર વિનિમય કરે તો કેટલીક મહત્ત્વની સંશોધનની નોંધ થઈ શકે અને એવી નોંધોની પરંપરામાથી નવમસ્કારિત અને ન જીવનું શાસ્ત્ર રચી શકાય નહી સારી દશા યા ઉપયોગો જાણવાની અનુભવ લેવાની અને ચર્ચા કરવાની તમના હમણા વધામા જાગી છે તે શુભ ચિહ્ન છે હમણા આપણા આયુર્વે માસિકોમા ચાવની સપગંધા ઉપરની ચર્ચા–આ એક એનો દાખલો આપી । ાય સમાચારપત્રોમા રોડિયા સુધીના લોકોએ આ ચર્ચા ઉપાડી લીધી વળી એમ બે હકીમો યે ્રૂદી પ ા આનું પરિણામ સરગવાના ગુણધર્મો મશહૂર૫ બનવામા આયુ શાસ્ત્રનો શાસ્ત્રીય રીતે સંશોધન નહિ કરે ત્યાસુધી આવી ન દશા થવાની છે ઈતરેજનો ( એલેપ્યુઅમ ) થીએ નમ્ય નથી આયુર્વે ના માસિક પત્રાવાળાના અને શોધક વધાના ધ્યાનમા આ વાત જેટલી જલ્દી આવે તેટલુ સારૂ કેવળ નવી બાબતોનો ઉ ાવ કરી સે સેશનથી માસિકોનો ફેલાવ વધારવાની જાહેરાત–વૃત્તિ આપણા આયુર્વેદના માસિક પત્રોમા દખાય છે માસસીવાળાઓ માસિકપત્રો ચલાવે ત્યારે તેમની નફેરાતની દ્રષ્ટિ મુખ્ય હોય આ સ્વાભાવિક છે માસિકપત્રો આ સામાજિક વા મપીપુ વિ ાસના અહેવાલ છે અને આપણા માસિકોનુ લો ગ્નિ સ્વરૂપ તથા ઈતર ગ્રથ નિર્મિતિ પણ જોતા એવુ કહેતા ખે થાય છે કે શાસ્ત્રીય સાહિત્યમા રસ લે એવા વાચકોની સખ્યા હ જી બહુજ ઓછી–નહિ જેવી છે શાસ્ત્રીય દૃષ્ટિવાળા માસિકોને લેખક અને વાચક આ બ ેની ઉણપ છે આ સ્થિતિ ન એમ બતાવે છે કે શાસ્ત્રીય સંશોધનના પ્રદેશથી આપણે હજી ઘ ુ દૂર છીએ છતા આ બા તમા શરૂઆત તરીકે આટલુ થાય તો ઘણ છે કે આપણા માસિકપત્રો સ્ાવે તેવા લેખાણુ ોદિયા અને ફેરીવા ળાઓના અનુભવો અને રોાન ગ્નસિદ્ધ ગાનુ ધ કરી દે અને સે સેશન માટે વિનોદી ચૂર્ણકાઓ કે િ ગીવ વાર્તાઓથી પાના ન ભરે વિજ્ઞાન માટે નિકળી પડેલુ એક હિંદી છાપુ આમજ કરે છે

**આયુર્વેદીય શિક્ષણસસ્થાઓ** પણ સંશોધનકાર્યમા ઘણુ રી શકે આ દૃષ્ટિથી ભ ભ ી પદ્ધતિની આયુર્વેદ પાઠશાળાઓ નથી નકામી છે અને તેઓથી આયુર્વે નુ કોઈપણ રીતે હિત છે કે કેમ ? આ એ સવાલ છે આખા હિંદુસ્તાનમા હવે ત્રણ ચાર સસ્થાઓ એવી રીતની છે કે જેમા પ્રયોગશાળા અને વાખાનાઓની સારી ગોઠવણ કરવામા આવી છે આ પ્રયોગશાળામા કોઈ ધ્યેય વગર જેમ તેમ પ્રયોગો કોઈ કોઈ વાર કરવામા આવે છે આ બધી સ થામા એકાદ સંશોધનની બાબત સપથી ઠરાવી બધી પ્રયોગ શાળાઓ સઘન્નિત રીતે પ્રયોગો કર તો ર વખતે એક એક બાબત ઉપર સારુ અજવાળુ પાડવામા તેઓ ાી શ

ડૉ ચોપ્રા અને ક્ટસકર જેવા એલોપેથીના સંશોધકોએ કેટલીક વનસ્પતિના ગુણકર્મો પ્રયોગથી નિર્ણીત કરેલા આપણી આગળ છે આ પ્રયોગોનુ પરીક્ષણ કરવાનુ આ સ્થાન નથી ને તેટલી શક્તિ પણ મારામા નથી પણ તેમના સંશોધનનુ વા મય આપણી આગળ છ તે તેમ જ તેઓની સંશોધનની પદ્ધતિ અને તેનુ પરિણામ એટલે ફળ જોતા એટલુ નિ ્ચયથી હી શકાય છે કે તેઓનુ મહાન્ અને ઉત્તમ સંશોધન આયુર્વેદને બહુ ઉપ ા ગ નથી તેના કારણો આ છે કે (૧) આયુર્વેદ પોતાની પરિભાષામા જે ગુણકર્મો લખી રાખ્યા છે તે સમજવામા આ સંશોધનથી મદદ થતી નથી (૨) આ સંશોધનથી

જુદા જુદા નમૂનાઓ વિદ્યાર્થિઓને બતાવવામાં આવે તો વૈદ્યકીય ગ્રંથો અને વૈદ્યકીય જગત્ એ બે વચ્ચે કેટલો ફેર છે તેનો ખ્યાલ વિદ્યાર્થીને આવી જાય. વળી વિદ્યાર્થિઓ ગ્રંથ પઠન કરી ગ્રંથકીટ ન થઈ જાય તે માટે ગ્રંથસાધન ગૌણ રાખી પ્રત્યક્ષ જ્ઞાન ઉપર મુખ્ય ભાર આપવો જોઈએ.

ગામના પાદરમાં મળતી એવી ત્રીશ ચાળીશ વનસ્પતિ લીલી ને વાપરવાનો પ્રસંગ વધારે આવે છે. તેવી વનસ્પતિ જુદી જુદી ઋતુમાં કુદરતમાં સાથે બતાવીને વિદ્યાર્થિઓને ઓળખતા શીખવવી જોઈએ. બાળક જેમ ભાષા પોતાની મેળે જ શીખે છે તેવી રીતે. તેટલા માટે વિદ્યાર્થિઓને વનસ્પતિશાસ્ત્રનો આ ભાગ કે જે નિરુપયોગી છે તે શીખવવાનો શ્રમ રાખવાની અને વખત ગુમાવવાની જરૂર નથી. વનસ્પતિશાસ્ત્રના જ્ઞાનથી વનસ્પતિઓ ઓળખવા જેટલી શક્તિ આવવા માટે તે વિષયમાં જીંદગી ગાળવી પડે છે. એ વાત એ ઉપરથી ધ્યાનમાં રાખી બૉટનીની ડિગ્રી મેળવવા માટે ખંત કરી અને જયકૃષ્ણ ઇંદ્રજી જેવા પાસે થોડો વખત અનુભવ લઈ પોતે વનસ્પતિશાસ્ત્રી નામે ઓળખાતા મારા એક બે સ્નેહીઓમાં વનસ્પતિ ઓળખવાની કેટલી અલ્પ શક્તિ આવી છે અને તેથી તે શક્તિનો ઉપયોગ કરવા જતા તેમને કેવી રીતે શરમાવું પડે છે તે હું જાણું છું. અમારા જેવા વનસ્પતિશાસ્ત્રીના આ બાબતમાં ગુરુ તો જંગલી લોકોજ ( રાનમાં રહેનારા કોળીઓ ) હોય છે એમ કહેવામાં વાંધો નથી. એટલે ખોટાટોપ કરવા માટે વનસ્પતિશાસ્ત્રના નામે એકાદ ચોપડીના કેટલાક પાના વંચાવવા—કે જે ગુરુને ન સમજે અને શિષ્યો સમજવાની ઇચ્છાય ન રાખે કે વનસ્પતિશાસ્ત્રના ઇતિહાસના લેખો સમજાવવાની આવશ્યકતા શી છે?

વિદ્યાર્થિઓને ઔષધિ ગુણ ધર્મશાસ્ત્ર શી રીતે ભણાવવું એ વિષય અહિંયા ચર્ચી ન શકાય. પણ ઉક્ત શાસ્ત્ર ભણાવવા માટે દ્રવ્ય ગુણકર્મ વિષયક આયુર્વેદના સિદ્ધાન્તો વિદ્યાર્થીઓને પૂરેપૂરા ગળે ઉતારવા જોઈએ અને કેમિસ્ટ્રી-ફિઝીક્સ ફિઝીઓલાજી વગેરે આધુનિક દ્રવ્યશાસ્ત્રો અને શારીરશાસ્ત્રો વિદ્યાર્થિઓને સારી રીતે શીખવવા જોઈએ જેથી તેઓ આયુર્વેદના સિદ્ધાન્તો ચોક્કસ રીતે સમજી શકે. ઉપલા ક્લાસના વિદ્યાર્થીઓને પ્રયોગો કરવા માટે ઉત્તેજન આપી દેવું જોઈએ. ફાર્માકોલોજીના સાધારણ પ્રયોગો અને [illegible] જેવી કેટલીક નવી બનાવટો પ્રયોગશાળાઓમાં વિદ્યાર્થિઓને બતાવી શકાય.

[ અપૂર્ણ ]

———o———

# સિદ્ધભેષજ મણિમાલા

[ રાજવૈદ્ય ભટ્ટ શ્રી કૃષ્ણરામ શર્મા કૃત ]

અનુવાદ કર્તા —બાપાલાલ ગ. વૈદ્ય

## ॥ अथ हरीतक्यादि वर्णन नाम द्वितीयो गुच्छ ॥

स्फुरत्प्रभामण्डलमण्डिताङ्गीं पुण्यैकलभ्यां दुरितापहन्त्रीम् ।
शूलिप्रियां पवननामपर्णां महौषधिं कामपि भावयामि ॥ १ ॥

દેદીપ્યમાન પ્રભામણ્ડલથી જેનુ અગ મણ્ડિત થયુ છે, જે એક ફક્ત પુણ્યથી જ પ્રાપ્ત થઈ શકે છે જે વિઘ્નોને હરનાર છે શૂલરોગીને જે પ્રિય છે જે પવત પરજ થાય છે-ઊગે છે જે પાન નગરની છે એવી કોઈ મહાન ઔષધિની હું પૂજા કરુ છુ-સ્તુતિ કરુ છુ

મહૌષધિના બે અર્થો થાય (૧) સોમલતા અને (૨) ભગવતી દેવી સોમલતા પર્વત ઉપર થાય છે એને પાન નથી હોતા એટલે અપર્ણા કહેલી છે મ થાન ભૈરવ આગમમા કહ્યુ છે— **सोमवल्लीव निष्पत्रा कज्जलाभरसान्विता । अपर्णाऽसौ भवेद्विन्ध्ये नात्युच्चा रसवर्धिनी** ॥ સુશ્રુતના ચિકિત્સિત સ્થાનના નિવૃત્ત સતાપીય અધ્યાયમા

'निष्पत्रा कनकाभासा मूलं द्व्यङ्गुलसमिता ।
सर्पाकारा लोहितान्ता श्वेतकापोतिरुच्यते ॥'

એટલે આ સોમલતાની સ્તુતિ છે (વધુ માટે જુઓ નિઘટુ આદર્શ)

द्रव्ये गुणा यत्र समीरिता ये त एव तस्यावयवेऽपि दृष्टाः ।
भेदे विकारेऽपि ततोऽत्र कुर्या द्रव्यप्रभेदैः किमु बुद्धिलत्वम् ॥ २ ॥

જે ગુણો દ્રવ્યમા હોય છે તેજ ગુણો દ્રવ્યના અવયવમા પણ હોય છે (મૂલ ત્વક્ પત્ર વગેરેમા) વળી મૂલ દ્રવ્યમાજ નહિ પરતુ તેના ભેદોમા અર્થાત્ નાના મોટા સૂક્ષ્મ લાલ પીળા ફુલ વગેરેમા પણ તે ગુણ જણાય છે વળી અવિકૃત દ્રવ્યમા જ નહિ પરતુ તેના વિકારોમા-સ્નેહ લેહ ક્વાથ કલ્ક વગેરેમા પણ તેજ ગુણો હોય છે

द्रव्यं यत्पित्तकफौ यस्तसमस्तौ न हन्ति नो कुरुते ।
शुद्धं वा मिश्रं वा निहन्ति वातं तदस्ति **वातघ्नम्** ॥३॥

જે દ્રવ્ય શુદ્ધ કે મિશ્ર કફને કે પિત્તકફને નથી હણતુ કે નથી જન્માવતું કિંતુ કેવલ વાતનેજ હણે છે તે દ્રવ્ય વાતઘ્ન-વાયુને હણનારુ કહેવાય છે

शुद्धं निहन्ति वातं शुद्धं मिश्रं करोति वा पित्तम् ।
**वातघ्नं पित्तलं** तद् द्रव्यमिदं द्रव्यवेदिभि विदितम् ॥ ४ ॥

જે દ્રવ્ય શુદ્ધ વાતને હણે છે અને શુદ્ધ વા મિશ્ર પિત્તને કરે છે તે દ્રવ્ય વાતઘ્ન **પિત્તલ** છે એમ દ્રવ્ય વેત્તાઓ કહે છે

वातघ्नपित्तलमिव शेषमेदद्वय यथा ।

वातघ्नश्लेष्मल वातजित्पित्तश्लेष्मवर्धनम् ॥ ५ ॥

વાતઘ્ન પિત્તલ માફક વાતઘ્નશ્લેષ્મલ અને વાતઘ્ન પિત્તશ્લેષ્મલ (વાતને હણે પણ કફને કરનાર તે વાતઘ્નશ્લેષ્મલ વાતને હણનાર પણ પિત્ત અને કફને કરનાર તે વાતઘ્ન પિત્તશ્લેષ્મલ) આમ દ્રવ્યના બે ભેદો પડે છે

शुद्ध वा सान्वय पित्त न करोति न हन्ति यत् ।

वात निहन्ति वातघ्न पित्तोदासीनमस्ति तत् ॥ ६ ॥

જે દ્રવ્ય શુદ્ધ વા મિશ્ર પિત્તને કરેય નહિ તેમ તેને હણેય નહિ પરતુ કેવલ વાતને જ હણે તેને વાતઘ્ન પિત્તોદાસીન દ્રવ્ય કહેવાય

एवमेव समीरघ्न श्लेष्मोदासीनमौषधम् ।

वातघ्नमितरद्द्वन्द्वोदासीन चापि कीर्तितम् ॥ ७ ॥

આવી રીતે જે દ્રવ્ય શુદ્ધ વા મિશ્ર કફને ઉત્પન્ન પણ ન કરે તેમ હણે પણ નહિ પરતુ કેવલ વાતને હણે તે દ્રવ્ય વાતઘ્ન શ્લેષ્મોદાસીન કહેવાય જે દ્રવ્ય વાતને હણે પિત્તને ઉત્પન્ન કરે પરતુ કફ (શુદ્ધ વા મિશ્ર) ને ઉત્પન્ન પણ ન કરે કે હણેય નહિ તે દ્રવ્યને વાતઘ્ન પિત્તલ શ્લેષ્મોદાસીન કહેવાય

वातघ्न श्लेष्मल पित्तोदासीन पुनरष्टमम् ।

वातघ्न पित्तल श्लेष्मोदासीन नवम स्मृतम् ॥ ८ ॥

વાતઘ્નશ્લેષ્મલપિત્તોદાસી અને વાતઘ્નપિત્તલશ્લેષ્મોદાસી—આવા પણ દ્રવ્યના ભેદો પડે છે આમ વાતઘ્ન દ્રવ્યના નવ ભેદો પડયા છે

पित्तघ्नस्य कफघ्नस्य भेदा वातघ्नवन्नव ।

वातपित्तापह द्रव्य त्रिप्रकारमुदीरितम् ॥ ९ ॥

વાતઘ્નના નવ ભેદો પ્રમાણે પિત્તઘ્ન દ્રવ્યના નવ ભેદો અને કફઘ્ન દ્રવ્યના નવ ભેદો પડી શકે છે વાતપિત્તઘ્ન દ્રવ્ય પણ ત્રણ પ્રકારનુ કહેવામા આવ્યું છે

જેમકે —

वातपित्तापह वातपित्तघ्नश्लेष्मल तथा ।

वातपित्तापह श्लेष्मोदासीन चेति भेदत ॥ १० ॥

૧ વાતપિત્તઘ્ન (૨) વાતપિત્તઘ્ન શ્લેષ્મલ અને (૩) વાતપિત્તઘ્ન શ્લેષ્મોદાસીન

मारुतपित्तापहवत् वातश्लेष्मघ्नपित्तकफभिन्ना ।

दोषत्रयेक दोषत्रितयोदासीनमप्येकम् ॥ ११ ॥

વાતપિત્તઘ્ન માફક વાતશ્લેષ્મઘ્ન પિત્તકફઘ્નના પણ ત્રણ ત્રણ ભેદો પડે છે એટલે આવી રીતે દ્વદ્વઘ્ન ભેદો નવ થાય છે દોષત્રયઘ્ન એક અને ત્રિદોષોદાસીન એ એમ મળી કુલ અગીઆર બીજા ભેદો ફલિત થાય છે

